શ્રી

# જગદંબા ગરબાવળી.

કવિ જન સમરે સરસ્વતિ, સીતા સમરે રામ;
નવ સમરૂં તું અંબિકા, નવ એસે કંઈ હામ.

| | | |
|---|---|---|
| સંવત ૧૯૮૧ |  | સને ૧૯૨૫ |
| આવૃત્તિ બીજી | | |
| પ્રત ૧૦૦૦ | | કીંમત ૦-૧-૩ |

લખી છપાવી પ્રસિદ્ધ કર્તા.

શા. રતનલાલ મોતીલાલ-પેટલાદ.

# નમ્ર વિનંતી.





પ્રિય સુજ્ઞ બન્ધુઓ માતાજીની કૃપાથી ગરબા, ગરબીઓ
વીગેરે [illegible] ની આ એક જગદંબ ગરબાવલી
પ્રગટ કરૂ છુ તો માગી ઉપર [illegible] ભાવ
લાવી સર્વે ભાવિક ભક્તો [illegible]
[illegible]ના સદ ઉપયોગ કરશો એવી
આશા [illegible] કર્વી નથી
પણ માતાજીના ચરણ
પગની રજ છુ જેથી
અક્ષર માત્ર
લખવામા ભુલ
થએલી હોય તો સુધારીને
વાચી લેશો એવી માગી
અરજ છે આ ગરબાવલીની
અમુલ્ય કીમત ફક્ત રૂ ૦—૧—૦
રાખવામા આવી છે, પરતુ સદરહુ બુકની
ઉપજેલી કીમતમાથી છપામણી વીગેરે ખર્ચ બાદ
કરતા બાકીનો નફો ધર્માદા કરવામા આવશે તે જાણવુ

લી. સેવક,
**શા. રતનલાલ મોતીલાલ.**
ધોળી કોઈ.—પેટલાદ.

श्री

# અર્પણ પત્રિકા.

## [illegible] आद्यशक्ति जगदंबा.

માતુશ્રી,

જગતના ચેતનમય જીવોમાં આપ જીવન શક્તિરૂપે રહેલા છો, આપની વિભુતી અગાધ છે, દેવો અને મહાન ઋષિયો તે સંપૂર્ણ જાણી શક્યા નથી, તે વિભૂતીના પ્રતાપેજ સમગ્ર બ્રહ્માંડ ચ્યાયલું છે અને જગતમાં જુદા જુદા નામથી પોતે સચરાચર વ્યાપેલાં છો, વળી ત્રણે લોકમાં .માયારૂપ કાત્યાયની દેવી, શુંભ નિશુંભ, મધુકૈટભ, મહિસાસુર, રક્તબીજ, આદિ મહા પ્રપંચ અને પ્રબળ દૈત્યોનો નાશ કરનાર અને દેવો, મુની-રૂષીગણ અને મનુષ્યોને સુખ આપનાર અખીલ ભુવનેશ્વરી ત્રીભુવનદાતા ત્રૈલોક્ય જીવનરાજ-રાજેશ્વરી જગદંબા આરાસુર નિવાસી સંમાયા તમે સમસ્ત ભૂમંડળની ઉત્પત્તિ, સ્થીતિ, લય તથા પાલણ કરનારાં છો. વળી મનુષ્યોને તમારી ભક્તિવડેજ પરમાનંદ પદની પ્રાપ્તિ થાય છે એમ સમજી હું અલ્પજ્ઞ જીવ તમારી કૃપાવડે તમારી શક્તિથી જે કાંઈ આપના ગુણાર્વિંદ ગાઈ સંતોષ પામું છું, તેમાં થતી ભુલચુકની માફી આપી તમારા કરકમલમાં શ્રી જગદંબા ગરબાવલી નામનું લઘુ પુસ્તક અર્પણ કરૂં છું તો તે સ્વીકારી આ રંક સેવકને કૃતાર્થ કરશોજી.

| પેટલાદ. | લી. સેવક, |
|---|---|
| સં. ૧૯૮૧ માગસર સુદી ૧ | શા. રતનલાલ [illegible]ના પ્રણામ |

श्री गणेशाम्बिकाभ्यां नमः

# જગદંબા ગરબાવળી.



## શ્રી ગણપતિનો ગરબો.

સમરતાં સુખ પામીયેને, સાહ્ય કરે સુંઢાળોરે;
દરસને દુઃખ વામીયેને, મોટો દેવ દુંડાળોરે. ૧
પેહેરણુ એને કંચુકીને, માથે સુંદર ખુંપરે;
સિંદુર અંગે શોભતુંને, એ છે આનંદ રૂપરે. ૨
ચાર ભુજાનો દેવતાને, ગૌરિનો ગજદંતરે;
સુરપતિ સેવા કરેને, મહિમા છે અત્યંતરે. ૩
કટી સોહીયે કડી મેખલાને, ઘુઘરીયો બેઉ ચર્ણરે;
બાંહે બાજુબંધ બેરખાને, કુંડળ લળકે કર્ણરે. ૪
યજ્ઞોપવિત સર્પનુંને, સેવંત્રાનો હારરે;
ઊંદર એને ખેલવાને, મોદિકનો છે અહારરે. ૫
ડાભા હાથમાં કમળ ફુલને, જમણા હાથમાં ફરસીરે;
કરમંડળ બેરખાને, રહે છે અમી વરસીરે. ૬

એવા ગણપતિ પુજીએને, શંભુ જેના તાતરે;
મન વાંછીત ફળ પામીયેને, ઉમીઆ એની માતરે  ૭
શુદ્ધ બુદ્ધ બે નારીયોને, સ્વામી કાર્તિક ભાઇરે;
રિદ્ધ સિદ્ધ બે કુંવરીયોને, ક્ષેમ કુશળ જમાઇરે.  ૮
લક્ષ લાભ બે દીકરાને, એવું તો ઘર સુત્રરે;
સાચે મને સેવજો, એ છે પાર્વતીનો પુત્રરે.  ૯
નામ લેતાં સિદ્ધ પામીયેને, છે શિવનું વરદાનરે;
નિત્ય ઉઠી શિશ નામીયે, તો પામીયે બહુ સંતાનરે.  ૧૦
સાંભળજો સહુ માનવી તમે, એટલું કહ્યું કરજોરે;
ગરબો આ ગણેશનો તમે, આગળથી ઓચરજોરે.  ૧૧
ગાશે સુણશે ભાવશુંને, તેનાં કારજ સરશેરે;
ગાવા પહેલા મન લાવીયેને, વિનવીયે હર વરસેરે.  ૧૨
સંવત સત્તર છાસિયોને, ઉત્તમ આસો માસરે;
નવરાત્રીની પંચમી, ગુણ ગાયે દલપતદાસરે.  ૧૩
માગુ મનથી એટલું જે, પોચે મનની આશરે;
સુખ સંસારના ભોગવેને, અંતે સ્વર્ગ નિવાસરે.  ૧૪



## માતાજીનું વધામણું.

( મોહનજીએ મોકલ્યુંરે મોસાળું—એ રાગ. )

હાંહાંરે ચાલો ચાલોને આપણ જઇએ,
હાંહાંરે અંબાને વધામણું દઇએ;
હાંહાંરે માના ચાચરમાં ગુણ ગઇએ;
વધામણું મોકલોરે અંબાને.

હાંહાંરે પ્રથમ ગણુપતિને પાયે લાગું,
હાંહાંરે માને ચરણે ચીત હું માગું;
હાંહાંરે માનસરોવરે પ્રાયશ્ચીત્ ત્યાગું. વધામણું૦ ૧
હાંહાંરે કરી વાઘ ઉપર અસવારી,
હાંહાંરે લીધાં કરમાં ત્રીસુળ ધારી;
હાંહાંરે મહીસાસુર આદે તેં મારી. વધામણું૦ ૨
હાંહાંરે શીવ વિષ્નુ વિધિ સરજનારી,
હાંહાંરે વેદ નેતી નેતી રે ઉચ્ચારી;
હાંહાંરે કરે સ્તુતિ ઈંદ્રાદીક તારી. વધામણું૦ ૩
હાંહાંરે પાસે બટુક ભૈરવ બળધારી,
હાંહાંરે તેડા ચાચર દીન દયાળી;
હાંહાંરે ધન્ય ધન્ય ગબરગઢવાળી. વધામણું૦ ૪
હાંહાંરે માજી સેવકોને પ્રેમે પાળો,
હાંહાંરે બાળક સામું મા સ્નેહે ભાળો;
હાંહાંરે મારા પાપ સર્વે પ્રજાળો. વધામણું૦ ૫
હાંહાંરે ધન્ય ધન્ય આરાસુરવાળી,
હાંહાંરે બેઠાં છબીલી અંબા છોગાળી;
હાંહાંરે માજી ચાચરે નીત દીવાળી. વધામણું૦ ૬
હાંહાંરે સેવકો જપે નામ તમારૂં,
હાંહાંરે નીસ દીન અંબા ઉચારૂં;
હાંહાંરે તારૂં ધ્યાન હ્રદય વિષે ધારૂં. વધામણું૦ ૭
હાંહાંરે આવ્યાં સંકટ માજી નિવારો,
હાંહાંરે અંબા દરશન દઈ મને તારો;
હાંહાંરે અપરાધ ક્ષમા કરો મારો. વધામણું૦ ૮

હાંહાંરે શ્રાવણ સંઘે તેડો બળદાળી,
હાંહાંરે મારા તનમનનાં દુ:ખ ટાળી;
હાંહાંરે અંબા અકળ ગતી તમ ન્યાળી. વધામણું૦ ૯
હાંહાંરે અંબા શરણે તમારે હું આવું,
હાંહાંરે તારા પારે શિશ નમાવું;
હાંહાંરે કરી દરશન તુજ ગુણ ગાવું. વધામણું૦ ૧૦
હાંહાંરે ચૌદશે હવન રૂડો થાયે,
હાંહાંરે શ્રીફળ ચુંદડી ઘૃત હોમાયે;
હાંહાંરે ચાર વેદના ઉચ્ચાર થાયે. વધામણું૦ ૧૧
હાંહાંરે કુમકુમ અમાસે પૂજા થાયે,
હાંહાંરે અંબામાની આશિષ લેવાયે;
હાંહાંરે નાગર નૃત્ય શરૂ નિત્ય થાયે. વધામણું૦ ૧૨
હાંહાંરે સામી વાબ્ય કલોદર સારી,
હાંહાંરે કૃપા દ્રષ્ટીએ જો જો કૃપાળી;
હાંહાંરે ધન્ય ધન્ય અંબે માજી મારી. વધામણું૦ ૧૩
હાંહાંરે વરસુંદીયા આવે ઉમંગ ધારી,
હાંહાંરે લાવે પૂજા સામગ્રી સઉ સારી;
હાંહાંરે આદ્ય શક્તિ અકળ ગતી ન્યારી. વધામણું૦ ૧૪
હાંહાંરે પ્રલ્હાદપુર પેટલાદ કહાવે,
હાંહાંરે ચંદ્રમણી સંઘવી સંઘ લાવે;
હાંહાંરે તેતો અંબા તણે મન ભાવે. વધામણું૦ ૧૫
હાંહાંરે સેવકો કરજોડીને કહે છે,
હાંહાંરે અંબા તેમના હ્રદયમાં રહે છે;
હાંહાંરે ધ્યાન ધરે તેને સુખ દે છે. વધામણું૦ ૧૬

હાંહાંરે રતનલાલ બે કરજોડી કહે છે,
હાંહાંરે માજીને ચરણે શિશ ધરે છે;
હાંહાંરે અંબા તેમના દુઃખ હરે છે. વધામણું૦ ૧૭
હાંહાંરે નટપુર નડીયાદના વાસી,
હાંહાંરે પુજન કરવાના છે અભિલાષી;
હાંહાંરે રાજનગર નરો ઉલ્લાસી. વધામણું૦ ૧૮
હાંહાંરે વડનગરા વડોદરાવાળા,
હાંહાંરે પ્રેમી પ્રેમે લહે કરમાળા;
હાંહાંરે ગુણ ગાતા માજીના રસાળા. વધામણું૦ ૧૯
હાંહાંરે ત્રંબાવટી ત્રિપુરાના ભક્તો,
હાંહાંરે સાચવે શુભ આ'વા વખતો;
હાંહાંરે દ્વારે આવે શ્રીનો જોવા તખ્તો. વધામણું૦ ૨૦
હાંહાંરે સંવત ઓગણીસેં એકાશી સાલે,
હાંહાંરે શ્રાવણ કૃષ્ણ અમાસના દીને;
હાંહાંરે ગાય ગુણીઓ મુખ વદીને. વધામણું૦ ૨૧
હાંહાંરે રૂડું વધામણું જે કોઈ ગાશે,
હાંહાંરે તેનાં દેહનાં પ્રાશ્ચીત જાશે;
હાંહાંરે ગંગાશંકરની પુરજો આશે. વધામણું૦ ૨૨



## માતાજીના થાળ વખતે ગાવાની સ્તુતી.

પ્રાતઃકાળેરે કરૂણાવતી, મા તારૂં કન્યા સ્વરૂપ;
તેજે ત્રિભોવન મોહિ રહ્યાં, મોહ્યા મહારે ભુપ,
છેડે વળગ્યો છું માત સાંમને, મા તે મેલ્યો કેમ જાય.

અંબા મેલ્યો કેમ જાય, આરાસુરની હો રાય;
ગરૂવાગઢની હો રાય, મહા મતબાલી હો રાય,
કર સાહિને કરૂણા કરો. ૧
મધ્યાનેરે મચ્છર ઘણો, મા મતબાલી હો રાય;
ચોસઠ કુંપા મદ્યે ભર્યા, પાન કીજે મોરી માય,
છેડે વળ૦ મા તે મેલ્યો૦ અંબા મેલ્યો૦ આરા૦
ગરૂવા૦ મા મત૦ કર સાહિને કરૂણા કરો. ૨
સાયંકાળેરે સુંદરી, મા તારૂ વૃદ્ધ સ્વરૂપ;
ચોળી પહેરી ચંપાવતી, પહેર્યાં દક્ષણી ચીર;
ઉભા સરસ્વતી તીર, છેડે વળગ્યો છું માત સાંમને;
મા તે મેલ્યો૦ અંબા મેલ્યો૦ આરા૦ ગરૂવા૦ મા મત૦
કર સાહિને કરૂણા કરો. ૩
મહિષાસુરને રે મારવા, ચટપટ ચાલ્યાં હો માય;
અવની ભારે ધ્રુજી રહી, શેશે સહ્યો નવ જાય;
છેડે વળ૦ માતે મેલ્યો૦ અંબા મેલ્યો૦ આરા૦
ગરૂવા૦ મા મત૦ કર સાહિને કરૂણા કરો, ૪
તારૂ ધ્યાન સુરીનર ધરે, મુનીવર જપતા હો જાપ;
તેને ધ્યાને આવો નહી, કાલા ઘેલાંની માત;
બહેરાં બોબડાની માત, લુલાં લંગડાની માત;
આંધળાં પાંગળાંની માત, છેડે વળગ્યો છું માત સાંમને
મા તે મેલ્યો૦ અંબા મેલ્યો૦ આરા૦ ગરૂવા૦
મા મત૦ કર સાહિને કરૂણા કરો. ૫
જે ગાયેને જે સાંભળે, તેની અંબા પુરે આશ;
દાસ શિવાનંદ એમ ભણે, રાખો ચરણની પાસ;

આંપા અવિચળ વાસ, છેડે વળગ્યો છું માન સાંમને
મા તેં મેઃયો૦ અંબા મેઃયો૦ આરા૦ ગુરૂવા૦
મા મેન૦ કર સાહિને કરૂણા કરો. ૬



## સ્તુતી.

(મા) ધન ધનઃઆરાસુરની રાણી, અંબા ચાર જુગમાં જાણી, ટેક.
(મા) હોડણુ પેહેરણુ લીલા ચરણુ, જંબા વેળા થાયરે મા (૨)
પ્રાતઃકાળે દરશન દ્યો ત્યારે, દીસો નાનાં બાળરે. ધન. ૧
(મા) સોના કેરૂ છત્ર બિરાજે, દસે આંગળીએ વેહેડરે મા; (૨)
મધ્યાને જ્યારે દરશન દ્યો ત્યારે, દીસો છો આધેરરે. ધન. ૨
(મા) સાયંકાળેઃથાય આરતી, વાગે મરદંગ ચંગરે મા, (૨)
સાયંકાળે દરશન દ્યો ત્યારે, દીસો ઘરડે અંગરે. ધન. ૩
(મા) સેવા કરે બ્રાહ્મણુ વાણીયાને સહુકો સંગે જાયરે મા, (૨)
કર જોડીને કરે વિનતિ, રાંક અંબાઈદાસરે. ધન. ૪



## સ્તુતી.

મહંમાય (૨) દેવિ બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. ટેક.
સતયુગ દ્વાપર ત્રેતા કળજુગ, કળજુગ ભેદ ન પાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. (૨) ૧
બ્રહ્મા વેદ ભણે તોરે આગે, શંકર ધ્યાન ધરાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. (૨) ૨
નારદ નૃત્ય કરે તોરે આગે, કાનડ બેન બજાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. (૨) ૩

કર દુર્લભ સુર્લભરે મૈયા, વલ્લભ જસ ગુણ ગાયા;
દેવી બ્રહ્માણી રૂદ્રાણી, મહંમાયા. (૨) ૪

## ચાચર વધાવાની ગરબી.

ચાચર મોતીડે વધાવુંરે, અંબામાનો. ટેક.
ચાચર મોતીડે વધાવું.
કુમ કુમ કેસરે ચાચર પુજુ,
પુષ્પની વૃષ્ટિ કરાવુંરે. અંબા૦ ૧
લાજ તજીને હુંતો સ્વાંગ સજીને,
નાચું ને મંગળ ગાવુંરે, અંબા૦ ૨
દુષ્ટ દુરીજન જે કોઈ બોલે,
તે મનમાં ન લાવુંરે, અંબા૦ ૩
કહે દલસુખ દીન દાસ વિનાનો,
દેવીનો દાસ કહેવરાવુંરે, અંબા૦ ૪



## પંદર તિથિનો ગરબો.

( રઘુપતી રામ રૂદેમાં રેજોરે-રાગ )

માજી પડવે તે પ્રીત વધારીરે, અંબા ઉપર જાઊં હું વારીરે;
તારી ગહન ગતી દીસે ન્યારી, પારે ક્યારે તેડસો મત બાલીરે,
આવું ચાચર ચોકે મા ચાલી. પારે ક્યારે૦ ૧
માજી બીજે બળે મન મારૂં રે, અંબા દરશન મુજને પ્યારૂંરે;
તારૂં ધ્યાન હૃદય નિત્ય ધારૂં, પારે૦ આવું. પારે૦ ૨

માજી ત્રિજે તે તનડું તલસેરે, ક્યારે મૈયા દર્શન સુખ મળસેરે;
પાપ પૂર્વ જનમનાં પ્રજળસે. પારે. આવું. પારે૦ ૩
માજી ચોથે થઈ મને ચટકીરે, મારૂં તન મન રહે છે ફટકીરે;
મારો જીવ રહ્યો છે ખટકી. પારે. આવું. પારે૦ ૪
માજી પાંચમે પાળો પ્રીતરે, તારૂં ધ્યાન ધરૂં એક ચીતેરે;
કરૂં વિનતી તને બીતે બીતે. પારે. આવું. પારે૦ ૫
માજી છઠે છબીલી તું અંબારે, કરી કરૂણા કરો કર લંબારે;
તેડો શ્રાવણે ચાચર રંભા. પારે. આવું. પારે૦ ૬
માજી સાતમે સ્નેહ વધારોરે, આવી પ્રીતે પુજું તુજ પારોરે;
મને દાસ ગણીને મા તારો. પારે. આવું. પારે૦ ૭
માજી આઠમે ઉલટ છે અંગેરે, કુચ કરી શ્રાવણ કેરા સંઘેરે;
હોંસ હૈયામાં રમવાની રંગે. પારે. આવું. પારે૦ ૮
માજી નોમે તે નટપુર નગરીરે, ઠામ ઠામે વાતો રહી પ્રસરીરે;
સંગ સાથે જવા બાંધી ગઠડી, દરશન ક્યારે આપશો મતબાલીરે;
આવું ચાચર ચોકે મા ચાલી, દરશન૦ ૯
માજી દશમે દયાળી તું માતારે, રાજનગરે આવ્યા ગુણ ગાતારે;
થઈ તન મનમાં સુખ સાતા. દરશન. આવું. દરશન૦ ૧૦
માજી એકાદશી દિન આજેરે, સેવા સામાન લીધો મા કાજેરે;
અંબા ધોળા તે ધઢમાં બીરાજે. દરશન. આવું. દરશન૦ ૧૧
માજી બારસે તું બળવંતીરે, સહુ આવી મળ્યા તારા ખંતીરે;
સંઘ ઉપડીયો ગુણવંતી. દરશન. આવું. દરશન૦ ૧૨
માજી તેરસે તાપ સમાવ્યોરે, સંઘ સઘળો ખરેડીમાં આવ્યોરે;
તેતો અંબા તણે મન ભાવ્યો. દરશન. આવું. દરશન૦ ૧૩

મા તું ચૌદશે ગિરીએ ચઢાવેરે, કરી દરશન પુણ્ય વધાવેરે;
ત્યાં તો હવન ભલો કરે ભાવે, દરશન દીધાં માત તેં મતબાલીરે;
આવ્યો ચાચર ચોકે મા ચાલી. દરશન દીધાં૦ ૧૪
આવી અમાસ આનંદ પામેરે, પ્રેમે પુંજા કરે દુઃખ વામેરે;
નાગર નૃત્ય કરે તુંજ સામે, દરશન દીધાં. આવ્યો. દરશન૦ ૧૫
તીથી ગાય શીખેને સાંભળસેરે, તેને પાંચે પદારથ મલશેરે;
ચંદ્ર કહે મનવાંચ્છિત ફલશે, દરશન દીધાં માત તેં મતબાલીરે;
આવ્યો ચાચર ચોકે મા ચાલી. દરશન દીધાં૦ ૧૬



## ગરબો.

ધન અંબેમાત, વસિયા ડુંગર માંહ્યરે જાગા જોઇને. ટેક.
પ્રથમ ગણપતિનું દરશન કરીયે, માનો કોલ લઈ ચાચર ફરીયે;
માની પાવડીયે જઈ શીશ નમીયે. ધન૦ ૧
અંબા આરાસુરમાં બિરાજે છે, માને છત્ર સોનાનું શીર છાજે છે;
સિંહાસન બેઠી બિરાજે છે. ધન૦ ૨
માને મુગટ જડાબ જોત ઝળકે છે, માને કાને કળાકુલ લળકે છે;
વચે પાનુલીલુ ચળકે છે. ધન૦ ૩
માને શિરપર કલગીને તોરા, માને તરસે થયું ઝુકે જોરા;
માજી પુરો મનોરથ મા મોટાં. ધન૦ ૪
માને ચોટલે ચોટી કુલતી, શોભે ટોટી બંદી જુમતી;
સિંકે જુમખે હીંડે લુમતી. ધન૦ ૫
માને નાકે વેસર હીરા ગાલે, માથે ટીલાં કીધાં કેસર આડે;
માને ટીલડી તપે છે લેલાટે. ધન૦ ૬

માને ગળે ઘરેણાં ઘણાં દીસે, માંહિ ઉતરી માળા અરીસે;
હેવી દુનિયામાં દાતાર દીસે. ધન૦ ૭
માને બાંહે બાજુબંધ બજોઠા, શોભે સારી કેડે કમર પટા:
હેવી આનંદી કરાવે આનંદ ઘટા. ધન૦ ૮
માની ચોળી અત્તરમાં બોળી, ચુવે અરગચે રંગે રોળી;
સાળુ કેસરીયા રંગે ધોળી. ધન૦ ૯
માજી લખો લેખ કરમે રૂડા, તારા મનસુબા છે અતી ઉંડા;
રાખો અખંડ એવાતન ચુડા. ધન૦ ૧૦
માજી પહેરો કાંબીને કડલાં, માજી આપો પુત્ર ભરો પલ્લાં;
ભોળી ભવાંની કામ કરો ભલ્લાં. ધન૦ ૧૧
સોવરાવો ચંદરવા સ્થંભા, માજી ભાવે ગોરીમાં રંભા;
કેવઠાવો ઉદો ઉદો અંબા. ધન૦ ૧૨
માયે દીપક જોત્યો અજવાળી, પ્રથવીના પ્રાશ્ચીત પરજાળી;
માયે નિત્ય નિત્ય કીધી દીવાળી. ધન૦ ૧૩
બંધાવો તોરણ બારણે, માજી કામ કરોછો કારણે.
હુંતો પલક પલક જાઊં વારણે. ધન૦ ૧૪
ચાચર આવી પાડે તાળી, તારી અકળ ગત્ય ગબરવાળી;
હવે દશા નિશ્ચે વાળી, ધન૦ ૧૫
ચાચર આવી ગરબે રમીયે, તેતો અંબામાને મન ગમીયે;
અંબા દુર થકી દેખી નમીયે. ધન૦ ૧૬
માને આંગણે નોબતો વાગે છે, તેનો શબ્દ ગગનમાં ગાજે છે;
મંડપમાં ઘંટા વાગે છે. ધન૦ ૧૭
માજી દરશન દ્યો નયણે નીરખું, રહો પ્રેમ રૂદે હૈડે હરખું;
મારે બીજુ નથી કોઈ તમ સરખું. ધન૦ ૧૮

માજી રાખો લાલાની લાલી, હેવી સાહેબ અંબા મતવાલી;
આણંદી અંબા અતિસે વાહલી. ધન૦ ૧૯
મોકલો મેહ આવે સહુને નુર, ભરો વાવ્ય સરોવર નદિયે પુર;
ખરેખરા વશ્યા ગામ આરાસુર. ધન૦ ૨૦
માજી અષાડ આસો મહા ચૈતર, એ ચારે તારા નવરાતર,
મારે પસાયતાં વાવી ખેતર. ધન૦ ૨૧
તારા નામ થકી હું નથી અળગો, મને ચાચર રમ્યાનો ઘણો ગળકો;
મારે આવીને દામણે વળગ્યો. ધન૦ ૨૨
માજી નવરંગી નિશાન ફરકે, દેખી દુઃખ દારિદ્ર બેઉ થરકે;
તારે રંક રાય બે સહુ સરખે. ધન૦ ૨૩
તારી ધરમ ધજા ધન ધન વારી, હેવી સાહેબ અંબાજી મહારી;
માજી જીવ પરજા છે સહુ તારી. ધન૦ ૨૪
તારી વાતો દીઠી ઘણી ન્યારી, મુને લાગી મીઠડી બહુ સારી;
એવી ઉમીયાજી આણંદકારી. ધન૦ ૨૫
મા જીવું જશ ગાઈ પારે, આઈ આસરે રહું છું તારે;
અંબામા જર જજમાન મહારે. ધન૦ ૨૬
મા સાચી સદા સત્ય બરદાળી, અકળ ગત્ય ગબરવાળી;
રાખો આદીત વચન પ્રીત્યે પાળી. ધન૦ ૨૭

## ગરબો.

મા તારા સતના ડુંગર ચઢવા, અતિ ઘણા દોહ્યલારે લોલ. ૧
પહેલે પગથીએ જુઠું તજવું, એ કેમ ફાવસેરે લોલ. ૨
બીજે પગથીએ વિવેક વિચાર ધરીને ચાલવુંરે લોલ. ૩
ત્રીજે પગથીએ કુદ્રષ્ટિ દુર કરી, પગ મુકવોરે લોલ. ૪

ચોથે પગથીએ સંપથી ચાલી, ને સુખ પામીયેરે લોલ. ૫
પાંચમે રાખી તુજ પર વિશ્વાસ, વિભસ્ત ન બોલવુંરે લોલ. ૬
છઠે છકેલપણું સો તજવું, તજી અભિમાનનેરે લોલ. ૭
સાતમે હોમ હવન ને ગરબા, કે ભાવથી ગાઇએરે લોલ. ૮
આઠમે પ્રભુજી સમાન, માનુ મા ઈશ્વરીરે લોલ. ૯
નવને પરમારથે પુરી પ્રીત, ધરી એક ચિત્તથીરે લોલ. ૧૦
ચાલ્યો એ રીતે રાખી ધર્મ, દુ:ખ પડ્યાં દોહ્યલાંરે લોલ. ૧૧
પુરણ ચઢયો હું તુજ પ્રતાપ, કહુ દરશન થયારે લોલ. ૧૨
લાગ્યો તુજ તેજને જ્યાં પાય, અમર કરી થાપીયોરે લોલ. ૧૩
બેઉ કર જોડી દાસ રતનલાલ, કે નમીને વદતોરે લોલ. ૧૪



## પંચ તિર્થિ વખતે ગાવાનો ગરબો.

આઈ આશા પુરો મા અંબિકા, ટેક.
સેવો સેવો અંબે આરાસુરી, માની ચાકરી ચોખ્ખી કરી;
માના દર્શનથી ચિંતા ટળી, આઈ આશા પુરો મા અંબિકા. ૧
પ્રથમ ગણુપતિ દર્શન કીજીએ, રીદ્ધ સિદ્ધ માગીને લીજીએ;
માને મહોલે હાથા દીજીયે, આઈ આશા પુરો મા અંબિકા. ૨
માનું ચાચર અતિ રળિયામણું, શોભા તે શી શી વર્ણવું;
માને દુર થકી દેખી નમુ, આઈ આશા પુરો મા અંબિકા. ૩
વાવ્યનાં તે નિરમળ નીર છે, ચાચર ખેચર વીર છે;
ત્યાં ભૈરવો રણધિર છે, આઈ આશા પુરો મા અંબિકા. ૪
માનું માનસરોવર સારૂં છે, ત્યાં અજાવ્યા દર્શન જાવું છે;
માના પારા મધે જઈ ગાવું છે, આઈ આશા પુરો મા અંબિકા. ૫

માના વાઘ ગૌધન સિંહ ચરે, એક દિનમાં ત રૂપ ત્રણ ધરે;
દુઃખીયાનું દુઃખ સેહેજે હરે, આઈ આશા પુરો મા અંબિકા. ૬
માજી આરાસુર વાસો વસે, મા સિંહાસને બેઠી હસે;
માજી સેવકની વહારે ધસે, આઈ આશા પુરો મા અંબિકા. ૭
સરસ્વતિમાં જઇને નાહિશું, દેહ શુદ્ધ નિર્મળ થાઈશું;
બાવા કોટેશ્વરના ગુણ ગાઈશું, આઈ આશા પુરો મા અંબિકા. ૮
વિશ્વંભરી વિશ્વેશ્વરી, માજી જાગતી જોતે ખરી;
માયે વિમળને કરૂણા કરી, આઈ આશા પુરો મા અંબિકા. ૯
ચાચર ફરી ગરબે રમે, ગરબે રમે તે માને ગમે;
માજી નાનો અંબાને નમે, આઈ આશા પુરો મા અંબિકા. ૧૦



## શ્રી બહુચરાજીની પંચ તિર્થિ.

માજી તારૂં કારણ કળજુગ માંહરે, બાળી બહુચરારે મા;
માજી તું બુડતાં સાહે બાંહરે, બાળી બહુચરારે મા.
માજી તું નિરમળ ગંગા કાયરે, બાળી બહુચરારે મા;
માજી તું આવી અમરત પાયરે, બાળી બહુચરારે મા. ટેક.
સનખલપુર વાસો વસેરે મા, મદ્ય ભરી મા મસ મસેરે મા;
મુખ જોવા મનડું ધસેરે મા, માજી તારૂં સુંદર વદન સોહ્યરે. બા.
ગોખ જોખમાં નીરખતાંરે મા, પારો પરતક્ષ પરખતાંરે મા;
અમૃત આઈજી વરસતાંરે મા, માજી મને કેમ તે વિસરી જાયરે. બા.
આદ્ય સ્થાનકે આવી નમેરે મા, મન અન્ય કાંઈ નવ ભમેરે મા;
ત્રંણ તાપ તનના સમેરે મા, મા તું વેદ વાયક કહેવાયરે. બા.
માનસરોવર ઝીલતાંરે મા, પાપ ગયાં પગ પીલતારે મા;

રોમ રોમ તન ખીલતારે મા, મા તે કોમળ કીધી કાયરે. બા.
વાવ કુંડ નાહી વળ્યાંરે મા, કોટીક કર્મ કુડા બળ્યાં મા;
બહુચરમા પોતે મળ્યાંરે મા, માજી તારૂં સિદ્ધક્ષેત્ર મહિમાયરે બા.
ચાચર ચાલીને આવતાંરે મા, સ્થાનકે શીશ નમાવતાંરે મા;
આપો મા મન ભાવતાંરે મા, માજી તું પુર્વજન્મની સાહ્યરે. બા.
ગાન તાન ગરબે કરેરે મા, તાળી દઈ ચાચર ફરેરે મા;
ઊંદા ઊંદા મુખ ઓચરેરે મા, માતુ દોહલાં વામે દુ:ખરે. બા.
પુજા પુષ્પે સમર્પતાં મા, પાન પ્રસાદે અર્પતારે મા;
ત્રુઠે ત્રિપુરા તર્પતારે મા, મા તે સોહલાં પામે સુખરે. બા.
પ્રદક્ષણા દે પ્રાત:માંરે મા, રાખે મન જુગ માતમાંરે મા;
ન આવે જમ જાતમાંરે મા, માતું વિષમ વિઘન હરનારરે. બા.
નમણ નર નારી ગ્રહીરે મા, ધરે શીશ જે જે કહીરે મા;
સકળ તીર્થ વળે અહીરે મા; માતું કુરૂ ક્ષેત્ર કેદારરે. બા.
પંચતિર્થિએ પુજતાંરે મા, અરૂણ રૂદે ભ્રગ ગુંજતાંરે મા;
સપરીવારે સહુ જતાંરે મા; મા તારૂ દઈવિત બધ્ય દરબારરે. બા.
યથાશક્તિ હવન કરેરે મા, બ્રહ્મ ભોજન ભાવે ખરેરે મા;
આદ્ય શક્ત અભરે ભરેરે મા, માતું આપે પદારથ ચારરે. બા.
અરચે તે અર્ધ નિશા વિખેરે મા, બહુચર મા લેખે લખેરે મા;
જસ આયુષ્ય આપે ચાખેરે મા, મા વળી ધન દારા સંતાનરે. બા.
આરતી સમે લે વારણાંરે મા; વાંઝ બંધાવે પારણાંરે મા;
દીધાં વસાવે બારણાં રે મા, મા તેને અવશાંને વિમાનરે. બા.
ઘંટા ગૃહીને વગાડતારે મા, મહાડ માજીનો ગજાડતાંરે મા;
મુખડું જોઇ મન લાડતાંરે મા, માતુ નોધારા આધારરે. બા.
દે દક્ષણા ડેરે રહી રે મા, કામ ક્રોધ મોહને દહીરે મા;
દાન પાત્ર દેવી લહીરે મા, માતું પ્રત્યક્ષ દ્વિજ અવતારરે. બા.

પારે આવે જન પ્રેમશુંરે મા, વરસ એક બધ નિમશુંરે મા,
વામે દીન સુખ ખેમશુંરે મા, મા વળી તું સંસારનું સારરે. બા.

વન તરૂવર શોભા ઘણીરે મા, જુવો જન જે જે ભણીરે મા,
માયા મંમાયા તણીરે મા, માતુ વ્યાપીક વિવિધ પ્રકારરે. બા.

મદ ભર્યા મૃગડાં રમેરે મા, ઊઠી અરૂણ ઉદે સમેરે મા;
બહુચરી તું કહેતે ગમેરે મા, માનું પંખી મુખ પરમાણરે. બા.

બહુચરમા બરદે ભરીરે મા, દોહલાં દાસ તણાં હરીરે મા;
નારી નર ક્ષણમાં કરીરે મા, માતુ જુગ સચરાચર જાણરે. બા.

ધારી ધ્યાન રૂદે ધરેરે મા, માના મન માહે મુદેરે મા;
હોયે કર્મ તણા ઉદેરે મા, મા તુ ભોળી ભવાંની માતરે. બા.

દેવી દેવ જઇ તહીરે મા, ત્રણ ભોવન તોલે નહીરે મા;
પ્રગટ પીઠ લહુ અહીરે મા, મા તારી નિપટ અટપટી વાતરે બા.

સુર તણી વહારે ચડીરે મા, જીત્યા દૈયત ઘડી ઘડીરે મા;
મારયો મહિષાસુર વડીરે મા, તુ ભુપતની પ્રતીપાળરે. બા.

સરજે પાળેને સંહરેરે મા, આજ આઈ અમ્રત ઝરેરે મા;
કોમ અગોચર શું કરેરે મા, માતુ કાળ હરણ મહા કાળરે. બા.

નિરાધાર આધારમાંરે મા, જીવ સફળ અવતારમાંરે મા;
•શક્તિ સકળ સંસારમાંરે મા, માતુ નર વર રાખણ નીરરે, બા.

સ્વર્ગ મૃત્યુ પાતાળમાંરે મા, બહુચર બહુ બળ બાળમાંરે મા.
મોડણ મહા મોજાળમાંરે મા, માજી તું આપે અધીરને ધીરરે બા.

નેહ નેણ ભરી ન્યાળતાંરે મા, પલક પલક મન વાળતારે મા;
જન્મ મરણ ભય ટાળતાંરે મા, મા તું અભેપદ દાતારરે. બા.

માગુ મનમાની ખાંતીરે મા, લાગુ પાએ લળી લળીરે મા;
પુરો આશ વળી વળીરે મા, માતું સેજ કારણુ ભવ પારરે. બા.
જન્મ સફળ કરો જાઈ નેરે મા, જાવું જુગમાં કમાનેરે મા;
ભાવ ધરી ભજો આઈ નેરે મા, માતે નર નાવે ગર્ભવાસરે. બા.
કરજોડી કહું કરગરીને મા, સાંભળજો સંખલપુરીરે મા;
વાંહ ધરો શીર બહુચરીરે મા, મા તારો વલભ દાસનો દાસરે. બા.

## અજાઇ માતાની ગરબી.

માન સરોવર તીરે માતા, અજાવડી કહીએરે મા;
તેનું દર્શન કીધે સહુકો, સુખીયાં થઈએરે મા. ૧
અંબાની જે વડી બેન તે, જઇ બેઠી વનમાંહ્યરે મા;
અજાવ્ય માને વૈભવ ન ગમે, અતિ આનંદ મનમાંહ્યરે મા. ૨
ચોસઠ જોગણી ડાભા જમણી, બેઠી માની પાસરે મા;
આદ્ય શક્તિ છે અજાવડી તે, પુર્ણ જોત્ય પ્રકાશરે મા. ૩
સઘળી દેવ્યા મા નિરલોભી, નહી કોની પરભાયરે મા;
જેને સેવે સંકટ નવ પામે, તેને સેવા નિત્યરે મા ૪
તળાવના જળ ભરી તુંમડાં, તે વાડીનાં કુલરે મા;
કુમકુમ અક્ષત લેઇને પુજો, મહિમા અધીક અતુલ્યરે મા. ૬
કર્મ કછોટો કર આયુધ લઇ, બેઠી દૈત્ય હણેરે મા;
નયણે માને અમી ઝરેને, નિરખે ભક્ત ભણીરે મા. ૭
અજાવ્ય તળેથી માટી ચોળે, સઘળા રોગ હણેરે મા;
જનમ જનમનાં પ્રાશ્ચીત જાયે, વાણી વેદ ભણેરે મા. ૮

વૈભવ નહિ પણ મારો પ્રત્યક્ષ, જુઓ સુરીનર લોકરે મા;
એ બે બેનોમાં ભેદ ગણે, કાંઈ તેનું જીવતર ફોકરે મા. ૯

અજા માવડીનો ગરબો જે કોઈ, ગાયે ભાવ ધરીરે મા;
સુખ સંપત પામે ઘણું, ભવ સાગર તરી જાયેરે મા. ૧૦

સંવત સત્તર ચોરાસીના, ભાદરવા સુદ બીજરે મા;
રવિવારે એ પારે દલપત, ગાયે મનની રીજરે મા. ૧૧

સાંભળતાં સુખ સાધ્યતા થાયે, જાયે તનના તાપરે મા;
મારી બુદ્ધિ પરમાણે બોલુ, અંબાનો પરતાપરે મા. ૧૨



## ગરબો.

પાતળીરે, પુતળીરે, પાણીડાની હાર,
સરોવરીયા પાળ ઘરનાળે બેડાં ભરચાંરે,
કોઇ સીચજોરે, સીચજોરે, વાડીમાંની વેલ (૨)
સીચજો વાડીમાંના કેવડારે.

કાંઈ કેવડીયારે, કેવડીયારે,
મારી અંબામાને ભેટ (૨) પાઘડીયે રક્ષા કરોરે,
કાંઈ પાઘડીયે રક્ષા કરોરે, નાનાં મોટાને ખંમા કરોરે. ૧

પાતળીરે, પુતળીરે, પાણીડાની હાર,
સરોવરીયા પાળ, ઘરનાળે બેડાં ભરચાંરે,
કોઈ સીચજોરે, સીચજોરે, વાડીમાંની વેલ (૨)
સીચજો વાડીમાંના મોગરારે.

કાંઈ મોગરારે, મોગરારે,
મારી અંબામાને ભેટ (૨) ઘાટડીયે રક્ષા કરોરે,
કાંઈ ઘાટડીયે રક્ષા કરોરે, નાનાં મોટાને ખંમા કરોરે. ૨



## દેશી ફેર.

સીંગડુ વાગેરે તંમરીયું, જેનો શબ્દ ગયો આકાશ,
અંબા તારીરે પીપળીએ, બંધાવું ગૌરી ગાય. ૧
ગાય ચરેને પાણી પીયે, મારી અંબા દુધડે ન્હાય;
સવા મણુનોરે ખીચડો; માંહી સવા ઘાણીનું તેલ. ૨
રમજો જમજોરે માવડીયો, ખેલાવજો સારી રાત;
સીંગડુ વાગેરે તંમરીયું, જેનો શબ્દ ગયો આકાશ. ૩
અંબા તારીરે પીપળીએ, બંધાવું ગૌરી ગાય;
ગાય ચરેને પાણી પીયે, મારી અંબા દુધડે ન્હાય ૪



## ગરબી.

સાહ્ય કરો આરાસુરવાળી અંબિકા,
મ્હેર કરો મતબાલી મુજપર માય જો;
કામી ક્રોધી લંપટ છું પણ તાહરો,
વિપત્ત પડે ત્યારે બાનાની પત જાય જો. સાહ્ય૦ ૧

સહેજ પણામાં વિમળને કરૂણા કરી,
રંક હતો તેને કેવરાવ્યો રાય જો;
હસ્તિ ઘોડા ઝુલે વિમળ આંગણે,
ભરીયા તેના અથ તણા ભંડાર જો. સાહ્ય૦ ૨

જપ તપ સેવા સ્મર્ણ કાંઈ કીધાં નથી,
જાચક જનને દીધાં નથીરે કાંઈ દાન જો;
દુરબળ થઇને દરબારે આવી ચઢયો,
બુદ્ધિહીન છું મા આપો મુજને સાન જો. સાહ્ય૦ ૩
પરદ્રોહી પરનિંદા મેં તો બહુ કરી,
પરનારી શું રમીયો રંગ અપાર જો;
પરધન હરવાને પ્રપંચ કર્યા ઘણા,
ભારીયા છે કાંઈ કુકર્મના કોઠાર જો. સાહ્ય૦ ૪
હદવળી અલબેલી હાવાં શું જુવો,
દુઃખના ડુંગર વળીયા અપરંપાર જો;
કંઠ સમાણો કળી કાળે મુજને ગળ્યો,
બાંહ્ય ગ્રહીને કાઢો મુજને બહાર જો. સાહ્ય૦ ૫
તું દાતા ભક્તા દેવી જાણું અમો,
ભગવતી ભાગવતે વેદ કરે વખાણ જો;
નિજ હુકમ વિના પવને પત્ર હાલે નહિ,
શાસ્ત્ર પુરાણમાં વ્યાસે કર્યું પ્રમાણ જો. સાહ્ય૦ ૬
મારે એક ભરોંસો તારા નામનો,
ઘટ ઘટ વ્યાપી શક્તિ ઠામો ઠામ જો;
બિરદાળી છો માટે બીરદ વિચારશો,
સમર્થા કરશો સેવક જનનાં કામ જો. સાહ્ય૦ ૭
અવસર ચુકે અર્થ સરે નહિ માહરો,
વિલંબ ક્યા થકી વણસી જાસે કામ જો;

માની લેજો માની રંકની વિનતી,
જેવા તેવા ઘરનો જાણી ગુલામ જો. સાહ્ય૦ ૮



## ગરબી.

અંબા દેવી અંબારે દેવી અંબા, આવ્યો ચાચર રમવારે;
દેવી અંબા ઘીને લાડુ જમવારે દેવી અંબા. ટેક૦

આદ્ય સ્વરૂપ અદભુત છબી ન્યારી, રૂપે સ્વરૂપે ગુણુ રંભારે. દેવી.
સેંથે ફુલી મા લીલાવટ ટીલડી, નાકે વેસર પાયે નેપુર ઝંબારે. દેવી.
મહિષાસુરનું નામજ ખોયું, માર્યા તે શુંભ નિશુંભારે. દેવી.
જેને માથે તું છે અંબા, જુગ રૂઠયો તો કીવારે. દેવી.
ધન મારી અંબાને ધન્ય માના સ્થંભા, ધન્ય હરજીવ લંબારે. દેવી.



## ગરબો.

રંગતાળી રંગતાળીરે, રંગમાં રંગતાળી.
માંહે બત્રી બત્રીસી જાળીરે, રંગમાં.
માયે કેનકનો ગરબો કીધોરે, ,,
માયે રત્નનો દીવડો લીધોરે, ,,
માની ઓઢણી કસુંબા ચોળેરે, ,,
મા ફરે કંકુડા ઘોળેરે, ,,
માંહિ નાના તે વિધની ભાતરે, ,,
ભટ વલ્લભને જોયાની ઘણી ખાંતરે, ,,



## ગરબી.

( તમે અજાણ્યા અમે જાણીએરે—રાગ. )

આ અંબામા અલબેલડીરે, મૈયા તું છે સુખની વેલડીરે;
મેં ના ઓરખી એરંડો કે સેલડી, અંબા મા પાય લાગુ પ્રીતથીરે.
માજી મુજને આસરો તાહરોરે, કર ઝાલીને અંબા માહરોરે;
ભવસાગર પાર ઉતારો. અંબામા પાયે૦ ૧
વસી ગબ્બરગઢ ગુણવંતીરે, તું છે ભક્ત વચ્છલ ભગવંતીરે;
હું તો તુજ દરશન કેરો ખંતી. અંબામા પાયે૦ ૨
ધન્ય ધન્ય આરાસુર માવડીરે, આવી પ્રીતે પુજુ તુજ પાવડીરે;
દેજો દરશન ઝાલીને ગાવડી. અંબામા પાયે૦ ૩
શીશ નામી પાયે તુંને લાગવુંરે, તારી પાસેથી કંઈ કંઈ માગવુંરે:
ચંદ મનના મનોરથ પુરો. અંબામા પાયે૦ ૪



## રાગ—સોહણી.

સમરૂં સદા ભરપુર, સુખની આપો ઘડીરે મા. સમરૂં. ટેક૦
આરાસુરમાં અંબા બીરાજે, મલપતી આવે મોરી માત;
વાહન વાઘે ચડીરે મા. સમરૂં૦ ૧
જગ મગ જોત જડાબની ઝળકે, કોટી શશીનું તેજ;
મણી મુક્તાએ જડીરે મા. સમરૂં૦ ૨
તુજ મુખ જોવા મૈયા, મારૂં મન હરખે, દરશનના મુને કોડ;
જોવાની ટેવ પડીરે મા. સમરૂં૦ ૩
કહે વલ્લભ સુર્લભ કરી વિનવું મા, વિધી આપોને બહુ તોલ;
નીરખુ નેહ ભરીરે મા. સમરૂં૦ ૪



## ગરબી.

શરણે આવ્યો મોરી માત, અંબા તારે શરણે હું આવ્યો;
દરશનની મને ખાંત, અંબા તારે શરણે હું આવ્યો. ટેક૦

પ્યાલો પ્રેમ નીશા તણો, પાયો તેં ભરપુર;
રોમ રોમ પ્રસરી રહ્યો, તેથી ચિત્તમાં બન્યો ચકચુર. અંબા. ૧

અવર નીસો ઉતરી જશે, થાતાં ઉદય કે અસ્ત;
પ્રેમ નીસો નહી ઉતરે, એ તો દીન દીન વધતો મા મસ્ત. અંબા. ૨

આનંદ ઉલટયો એ થકી, ક્રોડ દીવાળી દન;
પ્રેમ હૃદય વ્યાપી ગયો, તેથી અરપ્યું મેં મારૂં મન. અંબા. ૩

નથી ચીજ એથી અધીક, અરપું હું ભલી ભાત;
ફુલ નહી ફુલ પાંખડી, તમે માની લેજો મોરી માત. અંબા. ૪

મોટાં આપ મહેશ્વરી, મંમાયા અંબાય;
વિશ્નુ વિધિને શિવપણ, તે ગુણ તમારા ગાય. અંબા. ૫

લળી લળી વિનવી મા તને, પ્રીતે લાગી પાય;
દાસ ગણી નિજ ચંદને, તમે સહાય કરોને સદાય. અંબા. ૬



## ગરબી—રાગ ભેરવી.

ઘડી ભર પ્રેમ જો આવે, મન માયા મમતા તજી દઈ;
શુદ્ધ થઈ, નામ જો પાવે. ઘડીભર૦ ૧

અંબા જપવા ભક્તે ખપવા, ધરો નામ અમુલ્ય;
પ્રેમામૃતનું પાન કરીને, (૨) લાભો લ્યો અતુલ્ય,
જનની જાપ જો ભાવે. (૨) મનમાયા. ઘડીભર૦ ૨

કામ ક્રોધ મોહાદિ તજવા, ઈશ્વિરી ઈચ્છા ચાહો;
અંત સમે આગળ નહિ માજી, (૨) ભગવતી ભજનો ગાઓ,
અંબા ઉરમાં આવે. (૨) મનમાયા. ઘડીભર૦ ૩

કર કબ્જને જીભલડીને, જો તું રાખી વસ;
તો પછી ત્રણે લોકે ફરતાં, (૨) કોઈ ન કહેશે બસ,
માનુ જો માનના દાવે. (૨) મનમાયા. ઘડીભર૦ ૪

અહંકાર અળગો કરજો સહુ, તજો મદિરા પાન;
પરમેશ્વરીની પ્રીત ચહો તો, (૨) વધશે તમને માન,
**चुनि** જગદંબને ગાવે. (૨) મનમાયા. ઘડીભર૦ ૫

## રાગ ઈંગ્લીસ બેન્ડની ઢબ પ્રમાણે.

અલમસ્ત આરાસૂર, ત્યાં દેવીયોનું જુથ;
ત્યાં અંબા રાણી, વેદ વખાણી, દેવે જાણી,
જગત જનુની બેઠી ભરપુર. અલમસ્ત. ૧

ત્યાં જન સમાજ આવે, માજીને મનતો ભાવે;
અંબાને લાડ લડાવે, ત્યાં ગરબો ગાયે ખુ...બ. અલમસ્ત. ૨

ત્યાં પર્વતોનો કોટ, ત્યાં સરસ્વતીનો ધોધ;
ત્યાં જોગી સાધે જોગ, ત્યાં રાખી નહી કંઈ નૂ...ન્ય. અલમસ્ત. ૩

ત્યાં કોટેશ્વર નાથ, બીસજે ભોળો નાથ;
અંબામા શક્તિ સાથ, ત્યાં ગાયનું છે સુ...ખ. અલમસ્ત. ૪

તું આરાસુરની રાણી, અંબા ભવાની જાણી;
મુજ મનડે લીધી માની, તું વાસ કર મમ ઉ...ર. અલમસ્ત. ૫

ત્યાં ગબ્બર ગઢલો સારો, ચઢવાને મેં તો ધાર્યો;
મા જાણી બાળ તમારો, મા આપો મુજને સુ...ર. અલમસ્ત. ૬
મા નટપુર નગરી કહાવે, મા અંબાલાલ આવે;
મા સંગવી તે કહાવે; મા કોને ન રાખો દુ...ર. અલમસ્ત. ૭



## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ;
મા તારે ડુંગરડે ચઢવું કે, અતિ ઘણું દોહલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણુન શું કરૂંરે લોલ;
વિશ્વાસે તપ કરવા બેઠા કે, કેવળ મુની થયારે લોલ.
આવું રૂડું ચઉટું ચાંપાનેર કે, ચઉટે ચઉદ બજારે લોલ;
ત્યાં કાંઈ ગાતાતાં ગરબા કે, માજી આવીયાંરે લોલ.
રાયજીએ છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાંરે લોલ;
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતારે લોલ.
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતી ઘણીરે લોલ:
માગ્ય માગ્ય દક્ષિણ સરખા દેશ કે, કિલ્લા અતી ઘણારે લોલ.
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણાંરે લોલ:
માગ્ય માગ્ય નવે ખંડનાં રાજ્ય કે, ચાંદો સુર્ય તપેરે લોલ.
માગુ માગુ એટલું વરદાન કે, મારે મોહોલે પધારીએરે લોલ;
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ.

આજથી છઠેને વળી માસે કે, મુળ તારૂ જશેરે લોલ;
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ધરી રહ્યોરે લોલ.
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ;
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાણી નવ નિસર્યુંરે લોલ.
મુગલે ખોદાવીયું તળાવ કે, જલ દુધે ભર્યુંરે લોલ;
માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ.



## બહુચરાજીનો ગરબો.

બુદ્ધિ આપો મા બહુચરારે;
નિત્ય નિત્ય કરૂંરે પ્રણામ મારી બહુચરા.
સનખલપુર સોહામણુંરે;
ત્યાં છે તમારો વાસ મારી બહુચરા.
દીવા બળે છે માને ઘીઈ તણારે;
આઠે પહોર અજવાસ મારી બહુચરા.
પાટણવાડું પરગણુંરે;
ચુંવાળ બાંધ્યો ચોક મારી બહુચરા.
ઘોડી તણો ઘોડો કીધોરે;
મે'રીનો કીધો મર્દ મારી બહુચરા.
સાચી દેવી ચુંવાળમાંરે;
બહુચર રાખ્યું બર્દ મારી બહુચરા.

વાગે છે ઘંટને ઘુઘરારે;
પામર આવે તુજ પાસ મારી બહુચરા.

આંધળાં આવે પોકારતાંરે;
આંવ તમારી પાસ મારી બહુચરા.

નેત્ર આપો મા નિરખવારે;
હસ્તા રમતાં જાય મારી બહુચરા.

વાંઝીઆ આવે પોકારતાંરે;
આંવ માજીની પાસ મારી બહુચરા.

પુત્ર આપો મા પારણેરે;
ગુણ તમારા ગાય મારી બહુચરા.

અસુરતણા દળ આવીયાંરે;
આવ્યા તમારી પાસ મારી બહુચરા,

કુકડીઆ માતા તણારે;
તળીયા તાવા માય મારી બહુચરા.

મુવા તે મરઘ બોલાવીયાંરે;
અસુર તણા પેટમાંય મારી બહુચરા.

કુલડીમાં કટક સમાવીયાંરે;
તે કેમ જીરવ્યાં જાય મારી બહુચરા.

ભટ વલ્લભ માને વિનવેરે;
હું છું તમારો દાસ મારી બહુચરા.



## સાતવારની સ્વારીનો ગરબો.

( ગરૂડે ચઢી આવજો ગીરધારી. ) રાગ,

સિંહાસને શોભતાં મતબાલી, સહાય કરજો આરાસુરવાલી.
સિંહાસને૦

હાંહાંરે રવિવારે અખંડ જોત્યો ઝળકે:
હાંહાંરે વાઘ સ્વારી કરી મુખ મળકે.
હાંહાંરે માના મુગટમાં હીરા ચળકે. સિંહાસને૦ ૧

હાંહાંરે સોમવારે નંદીએ સ્વારી;
હાંહાંરે બેઠાં રૂદ્રાણી અતિ રૂપધારી,
હાંહાંરે માની કાંન્તિ દીસે બહુ સારી. સિંહાસને૦ ૨

હાંહાંરે મંગળવારે સિંહે કરી સ્વારી;
હાંહાંરે મહિષાસુર નાખ્યો છે મારી,
હાંહાંરે સુર સઉની અરજ ઉર ધારી. સિંહાસને૦ ૩

હાંહાંરે બુધવારે બહુ બળવંતી;
હાંહાંરે બેઠાં હસ્તિએ મા ગુણવંતી,
હાંહાંરે ભક્ત ભીડ ભાગો ભગવંતી. સિંહાસને ૪

હાંહાંરે ગુરૂવારે ગરૂડે બિરાજો;
હાંહાંરે વૈષ્ણવી લક્ષ્મી ગોખમાં ગાજો,
હાંહાંરે સેવકોની વહારે વેલાં ધાજો. સિંહાસને૦ ૫

હાંહાંરે શુક્રવારે હંસે સ્વારી કરતાં;
હાંહાંરે નિજ ભક્તોને નવ નિધિ ભરતાં,
હાંહાંરે દુઃખ સકળ માજીરે હરતાં, સિંહાસને૦ ૬

હાંહાંરે શનિવારે ઐરાવત સોહી;
હાંહાંરે સરસ્વતિમાં રે કીધી સ્વારી,
હાંહાંરે જક્ત જનુની તારી બલીહારી. સિંહાસને૦ ૭
હાંહાંરે સાતવારની સ્વારી જે ગાશે;
હાંહાંરે તેના દેહના પ્રાશ્ચિત જાશે,
હાંહાંરે મૈયા બાળક રાખે તારી આસે. સિંહાસને૦ ૮



## માતાજીને કાગળ.

( રાગ-ઘોળ. )

સુભસ્થાન આરાસુર સોહામણું, જ્યાં વસે અંબા મોરી માત.
કાગળ લખું કોડથી—
રાજ્ય રાજેશ્રી જાણું ઈશ્વરી, સકળ ગુણુની તું છે માત. કા૦
તને બ્રહ્મા સરખી મા પુજતા, વદે વેદ વિષે સાચી વાત. કા૦
પાસે ગણુપતિને સંભળાવજો, વહેરઈ સુણુજો મોરી વાત. કા૦
ચુંવાળમાં બહુચરને કહેવરાવજો, પાવે મોકલ્યો સંદેસો માત. કા૦
કોટેશ્વરમાં સરસ્વતિને કહેજો, જીભીયાએ વસો મોરી માત. કા૦
વગડામાં અજાઇને સંભળાવજો, બટુક ભૈરવને કહેજો મા વાત. કા૦
ખોડીયાર માતને કાગળ બતાવજો, કાળ ભૈરવ ટાળો મારો કાળ. કા૦
મારી કરણીસામું નવ જોસો, હું તો અપરાધી તારો મા બાળ. કા૦
સુખરૂપે ઘેર હું આવીયો, ફરી આવવાની આશા છે ત્યાંય. કા૦
કુશળતામાં માતા તારો બાળ છે, એવી રીતે રાખજો હમેશ કા૦
નવ જાણું વીધી કોઈ વાતમાં, છો માત ગરીબ નિવાજ. કા૦
ગાંડુ ઘેલું લખું પણ નિભાવજો, નથી કવિ થયો મોરી માત. કા૦

તારે આશરે પત્ર મા લખીયો, બાળક જાણીને લેજો માત. કા૦
લખીતંગ દાસ મૈયા તાયરો, રહે છે પ્રહ્લાદ પુરની માય. કા૦
કુમકુમ અક્ષર રૂડા રંગે ભરયા, વારે ચઢો અંબા મોરી માય. કા૦
ગંગાશંકર દાસ મૈયા તાયરો, વહેલાં આવી કરો મને સાહ્ય. કા૦

—:•:—

## ગરબો.

કારતક માસેરે માત કાળકા, પાવા તે ગઢ પર બિરાજતી. (૨)
કૃષ્ણ સ્વરૂપે કાળીરે કહીએ, મધુરસી મોરલી બજાવતી. (૨)
માગસર માસેરે માત બહુચરા, નવખંડ જુગમાં તું ફરતી. (૨)
દેશ દેશકા ગોખ બિછાયા, મોર છાપ મૈયા ધરતી. (૨)
પોસેતો પારવતી કહીએ, શંકર પર છાયા ધરતી. (૨)
વૃષભ વાહની સદા કલ્યાણી, શિરપર ગંગા બિરાજતી. (૨)
માહા માસેરે મંમાયા કહીએ, માયા જુગમાં તું વ્યાપી. (૨)
નવ દહાડા નવરાત્રી કહીએ, ઘેર ઘેર દેવી તું સ્થાપી. (૨)
ફાગણ માસેરે ફગવા ખેલે, ભરભર ઝોરી ગુલાલકી. (૨)
ચુવા ચંદન અરગચા કહીએ, મટુકી ભરાવું લાલ કેસરકી. (૨)
ચઈતર માસેરે માત ચંડીકા, ચામુંડા નામ ધરાવતી. (૨)
ચંડ મુંડકો મારલીયો મા, ચોસઠ ખપર ભરાવતી. (૨)
વઈશાખ માસેરે માત સીંધવા, હાથ લીયા મધુકા પ્યાલા. (૨)
સબ દઈતનકો મારલીયો મા, કીયા દેવકા રખવારા. (૨)
જેઠેતો જુગદંબા કહીએ, જય જનેતા જુગતકી. (૨)
ગરીબ ગરબા યાદ કરલે, વહારે ચડજો ભક્તનકી. (૨)
અસાડ માસેરે આદ્ય ઈશ્વરી, આરાસુર પર બિરાજતી. (૨)
દેશ દેશકા સંઘજ આવે, સિરપર છત્ર ધરાવતી. (૨)

શ્રાવણ માસેરે માતા સીધવાઈ, સલખન પુર આવી બેઠાં. (૨)
ધન્ય ભાગ્ય ભક્તનકા કહીએ, બહુચર મા નજરે ન્યાળી. (૨)
ભાદરવે મા માત કાળકા, ભક્તિ કરલ્યો દુર્લભસે. (૨)
ખીરખાંડ ઓર ગરડ જલેબી, નૈવેદ કરલ્યો જુક્તાઇસે. (૨)
આસો માસેરે આવી દસરા, આવ્યા જુગ માંહે તેરા. (૨)
કાળી રાતકા સાધન કરલ્યો, દીવાળીકા દીન થોડા. (૨)
પુરણ માસ પુરસોત્તમ કહીએ, સંત ઉદરસે હે ત્યાગી. (૨)
સનમુખ હોકર વલ્લભ બોલે, બહુચરમા નજરે નીરખી. (૨)



## ગરબી.

અલબેલીરે અંબે માત, જોવાને જઇએ;
બરદાળીરે બહુચર માત, જોવાને જઇએ. ટેક.

જોવા જઈએ મા સુખીયાં થઇએ, આરાસુરમાં રહીએ રે;
આપ આપણા મનની અવલેખા, અંબે આગળ કહીએ. જો૦ ૧
આરાસુરમાં અંબા બિરાજે, પાવાઘડ માહાકાળી રે;
દક્ષિણમાં **દેવી** તુળજા ભવાની, ચુવાળ બહુચરબાળી. જો. અ. ૨
માને પારે હવન થાય ને, ખીર ચુંદડી હોમાય રે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે ત્યાં, માનુની મંગળ ગાય. જો. અ. ૩
આંધળાને આંખજ આપે, પાંગળાને પાય રે;
નીરધનિયાને ધનજ આપે, આપે પદારથ ચાર. જો. અ. ૪
માને પારે જે કોઈ આવે, તેની પુરે આસરે;
કર જોડી કહે બજીયો પાવઈ, હું છું તારો દાસ. જો. અ. ૫



## ગરબી.

આવ્યાં સંકટ ટાળોરે, નીહાળો નિજદાસ ભણીરે મા; આવ્યાં. ટેક.
સેવક જન સરણાગત આવ્યો મા, કૃપા દ્રષ્ટિ કરી ભાળો રે,
નીહાળો નીજદાસ ભણીરે મા; આવ્યાં. ૧
કાળ તણા છો તમો કાળ કૃપાળી મા, જમને આવતાં ખાળોરે,
નીહાળો નીજદાસ ભણીરે મા; આવ્યાં. ૨
ભવ સઘળો જાયે ભક્તી કરતાં મા, એક દીનમાં સર્વે વાળોરે,
નીહાળો નીજદાસ ભણીરે મા; આવ્યાં. ૩
કહે દલસુખ બેઉ કર જોડી મા, એક તમારો ઓશીઆળો રે,
નીહાળો નીજદાસ ભણીરે મા; આવ્યાં. ૪



## રાગ ભેરવી.

ચાલો સ્નેહી અંબા દરશન જઇએ આજ. ટેક.
દરશાન કરવા આજ જવું છે, સાથે સંઘજ ભારી;
આરાસુરની વાટે, ઝટપટ પંથે પડીએ આજ. ચાલો૦
વાટ ઘાટ રમણિક અતિ ઝાડી, આગળ નદીઓ સારી;
ન્હાતાં ઝુલતા ગાતાં, ઘાટો ડુંગર ચડીએ આજ. ચાલો૦
ચૌદશનો દીન આજ અનુપમ, હવન ભલો ત્યાં થાએ;
ચંદ કહે કરજોડી, અંબાના ગુણ ગાઇએ આજ. ચાલો૦



## ગરબી.

હો જીરે જીરે હું તો બલીહારી રે; જાવુંવારી.
અંબા તારા નામને રે, જાવુંવારી. ટેક.
મહિષાસુરનું રે, મા મરદન કીધું મા;
કીધી વાઘ તણી અસવારી રે...મા. જાવું૦ અંબા૦
ચંડ મુંડને, તેં રગદોર્યા મા;
ધુમ્ર લોચનને સંહારી રે...મા. જાવું૦ અંબા૦
પહેલા તે કરમાં માને, પાનજ સોહીએ મા;
બીજે ખડગ ચોધારી રે...મા. જાવું૦ અંબા૦
ત્રીજા તે કરમાં માને ત્રીસુળ સોરીએ મા;
ચોથે ગંટા ધારી રે...મા. જાવું૦ અંબા૦
રકતબીજને, રણમા રે રોળ્યો મા;
ધરી મહાકાળી રૂપે રે...મા. જાવું૦ અંબા૦
આરા તે સુરમાં, અંબા બીરાજે મા;
પાવે તે ગઢ મહાકાળી રે...મા. જાવું૦ અંબા૦
દક્ષિણમાં દેવી, તુળજા ભવાની મા.
ચુવાળ બળુચર બાળી રે...મા. જાવું૦ અંબા૦
ચત્રભુજની, શોભા શી વર્ણવું મા;
લાડ લડાવ્યા ગીરધારી રે...મા. જાવું૦ અંબા૦



ભવાઈની બેઠકમાં ગાવાની

## ગરબી.

ગોખવાળી માને ગાઈએ રે મા, તારી મોજે પાળીએ. ટેક.
આકાશે રે મા રમતી રે મા, પાતાળે તું તેવીરે;
ત્રણ ભુવનમાં તારૂ અજવાળુ મા, (૨) જ્યાં જોઇએ ત્યાં તેવીર. ગો.
ધુમ ધુમ નગારા માને નોબતે વાગે, સરણાઇ વાગે સારી રે;
મધુરી મધુરી માને મૃદંગ વાગે, (૨) કરૂણા કરો કૃપાળી રે. ગો.
આરા તે સુરમાં અંબા બીરાજે, પાવે તે ગઢ માહાકાળી રે;
માન સરોવર તીરે મા બહુચર બીરાજે,(૨) કુકડની અસવારી રે. ગો.
બ્રહ્મારે આવે માનો પાઠ ભણેમા, નારદજી ગુણ ગાએ રે;
શંકર આવે ડાક ડમરૂ બજાવે મા, (૨) અંબાને દરબારે રે. ગો.
સુબા આવે માને સલામ કરે છે, નોધારાના બેલીરે;
બેઉ કર જોડી ભટ વલવ વીનવે, (૨) આશા પુરો અમારી રે. ગો.

——o——

## ગરબી.

પાવાની પાદશાહીરે પીપળવાળી મા, પાવાની પાદશાહી. ટેક.
પાવેતે ઘડથી માજી ઉતરયાં રે, આવતે કીધો પીપર વાસરે મા પી૦
પીપર માની શોભતી રે, સોના તણો શણગાર રે મા. પી૦
દેશ પરદેશથી માની જાત્રાએ આવે,મોજ કરેછે માની વાટેરે મા.પી૦
સાતમે માનો સંઘજ આવે, આઠમ ખેલે સારી રાતરે મા. પી૦
મધ દરીઆમાં માજી વાસ તમારો, બુડતાં તારો ઝાઝરે મા. પી૦
કર જોડી માને કુબેર વીનવે, રાખો ચરણની પાસરે મા. પી૦

—:o:—

## ગરબી.

નારાયણી નમીએ આજ નેહથી.
ચાચર રમીએ આજ નેહથી.
શ્રીમન ગમીએ આજ નેહથી;
વૈષ્ણવી વીનતિ કરીએ આજ;
મન વાંચ્છિત વર વરીએ—નારાયણી૦
જય જય શબ્દ ઉચરીએ આજ;
ધ્યાન હૃદયમાં ધરીએ—નારાયણી૦
ત્રિસુગાધાર સિંહસવાર; વિશ્વ સકળને તુજ આધાર,
તુજ આધાર, તુજ આધાર,
સ્તવન કરે છે વારંવાર અજ વિષ્નુ ત્રિપુરાર—ના૦
ઝમમગ ઝળકે જ્યોત અપાર;
અંબાને દરબાર નારાયણી.
અકળ અકામ, અવીચળ ધામ;
શ્રી જગજનુની જાણી નામ, જાણી નામ જાણી નામ,
અભય અચળ પદ રજ નિશકામ,
વ્યાપિક અંતર યામ—નારાયણી૦
શ્વેતાચળ શુભ સુખ વિશરામ;
જન મન પૂરણ કામ—નારાયણી૦
છો સુખ કંદ, જય જગદંબ
સુખ સંતતિ સંપતિ—નીદાતા

નિત્યાનંદ—નિત્યાનંદ
ગુણનિધિ ગરબે ગાતાં છંદ
ઉર ઉપજે આનંદ—નારાયણીં૦

ચરણ કમળ પદ રજ મકરંદ;
ચિંતવે ચિતમાં ચંદ—નારાયણી૦



## ગરબી.

જય જય પરમ કૃપાળી રે; દેવી અંબા દયાળી:
શ્વેતાચળ ગઢવાળી રે, દેવી અંબા દયાળી; ટેક.
શર્ણાગત અભયાવર દાતા, મંમાયા મતબાલીરે દેવી૦ ૧
સાલંકૃત સિંહાશન શોભે, મુદિત થયુ મન ન્યાળી રે. દેવી૦ ૨
શ્રાવણ સંઘે તમારે મા પારે, રંગે રમે રંગ તાળીરે દેવી૦ ૩
હળીમળી લળી ગુણ તુજ ગાયે; હર્ષ કોડ દીવાળી રે. દેવી૦ ૪
મહેર કરી દરશન સુખ આપો, ચંદ ચહે બળહારી રે. દેવી૦ ૫



## પ્રભાત.

જાગોને અલબેલી અંબા, દેવી ડુંગર વાળીરે; ટેક.
પ્રાતસકાળે માયે પેહેરી પાવડી, કનક કળસ કર ઝારી રે;
અમર વેલનો કટકો લઇને, આવ્યા છો લટકાળી રે. જાગો. ૧
ચાલીને ચાચરમાં આવ્યાં, બેઠાં બાજઠ ઢાળીરે;
મુખડાં પખાળી માયે સુખડાં કીધાં, દુઃખડાં નાખ્યાં
કાપીરે. જાગો. ૨

ચાંલો ચળકે હીરા ઝળકે, નાકે વેસર વાળી રે;
ઝાળ ઝબુકે માને ઝુંમણા લેકે, આંખલડી મેહુ સારીરે. જાગો. ૩

આવીને આંગણીયે રહો ઉભા, દેવી દીનદયાળી રે;
અરૂણ ઉદે થયો આગના આપી, અવની બધ
અજવાળી રે. જાગો. ૪

કર કંકણ ચુડી કડી મેખલા, ટીલડી શોભે સારી રે;
દાસ કીશોર કહે હરખી નિરખી, સાહ્ય કરો સંભારી રે. જાગો. ૫



## ગરબી.

કેહેવા દો મને કંસરાયને કાહાના. એ રાહ.

દેવીરે દાતા અલબેલી અંબા, તેહેને ચાચર ચોકે મા રંભા.
દેવી૦ ટેક.

શોભારે તારી શીશી હું ગાવું, નિરખી છબી મા વારીજાઉં;
પ્રીતેરે નેનામૃત રસને પાઊ. દેવી૦ ૧

ત્હારા ઉપર જોર જુલમ દાવો, માયાળી મૈયા મનમાં ના લાવો;
ગાંડુરે ઘેલુ બોલું તો નિભાવો. દેવી૦ ૨

શ્રાવણ માસે મનડું તલસાવો, લેવા ત્હારા દરશનનો લ્હાવો;
ચાચર આવી ગરબો મારે ગાવો. દેવી૦ ૩

આશા તારી રાખું મા બિરદાળી, જપુ જાપ જગદંબા બાળી;
ચંદને તમે દેશો નહી ટાળી. દેવી૦ ૪



## ગરબી.

સામું જુઓ ન્યાળી, અંબા મુજ સામુ જુઓ ન્યાળી. ટેક૦
સેવક જાણી પોતા કેરો, સાહાય કરો બાળી. અંબા૦ ૧
કોણ આગળ જઈ દીલની વાતો, કહીએ તમ ટાળી. અંબા૦ ૨
સાંકળેશ્વર તમ શરણે આવ્યો, હ્યોને સંભાળી. અંબા૦ ૩



## ગરબી.

માન્યું મા નિરખી, મારૂં મન માન્યું મા નિરખી. ટેક૦
કરૂણા કટાક્ષ કમળદળ લોચન, અમૃત રહ્યું વર્ષી. મારૂં૦ ૧
પ્રેમ બંધાયો તે ન થાઉં અળગો, રહ્યું હૃદય હરખી. મારૂં૦ ૨
કહે સાંકળેશ્વર જુગમાં દાતા, નહી અંબા સરખી. મારૂં૦ ૩



## ગરબી.

સનખલ પુરી સમરૂં રે, કીંકર પર કરૂણા કરો. ટેક૦
મૈયા મુજ ઘેર આવો રે, માજી મહેર કરી;
પાવડીઓને પુજું રે, પ્રાણ થકી પ્રીત કરી.
સુધાદિક નીરમળ જળ રે, પાદુકાને રે પુજું;
પીળી પામરી લઇને રે, પ્રીતે કરી પાવ લોહું.
કેશર કુંમ કુંમની રે, કોડે પુંજા કરૂં;
ગંધાક્ષત પુષ્પ રે, અબીલ ગુલાલ અંગે.
ગુલાબ કેવડીઓ રે, અત્તર છાંટુ ઉમંગે;
ધુપ દિપ નૈવેદ રે, યથા શક્તિએ કીજે.

કપુરની આરતી રે, ઉતારી વારણાં લીજે;
હું તો નીચો નમીને રે, દંડવત કોડે કરૂં.
પાવડીઓને લઇને રે, મુસ્તક મારે ધરૂં;
પુરૂષનું પીયર છો રે, બહુચર મા બળદાળી.
સેવક શીર છાજો રે, મારી મા મનબાળી;
આદ્ય શક્તિ છો આપરે, પરમેશ્વરી પોતે છો;
વેદ પુરાણમાં છો રે, દીસો જાગતી જ્યોતે છો.
દલસુખ એમ કહે છે રે, સુણો અરજ અમારી:
હવે હું ક્યાં જાવું રે, લાજ રાખો અમારી.



## ગરબી. રાગ સોહીણી.

છબિલી મૈયા સનખલ પુરની હો રાય,
અરજ એક સાંભળો મોરી માય. ટેક.
માજીરે તારૂ બળદાળી છે નામ,
સેવક સીર છાજતાં મોરી માય. છબીલી.
માજીરે કીધાં ભક્ત તણાં બહુ કામ,
ગોખે બેસી ગાજતાં મોરી માય. છબીલી.
માજીરે કીરપા કરોને મહારાજ ધીરાજ.
આશો માસે આવીશું મોરી માય. છબીલી.
માજીરે પુંજા કરવા સામગ્રી સાથ,
છાબ ભરી લાવીશું મોરી માય. છબીલી.
માજીરે કળી કાળનું પાપ સમુળ,
કૃપા કરી કાપીએ મોરી માય. છબીલી.

માજીરે મારે દીવસ દીવાળીનો આજ,
આનંદ છે અંગમાં મોરી માય. છબીલી.
માજીરે કાપી કુબુદ્ધિ સુબુદ્ધિ આપ,
દાસ ત્રીભોવંનને મોરી માય. છબીલી.



## થાળ.

કનક કળશ ગંગાજળ ભરી, મારી અંબાજી આગળ થાળજ ધરી મા.
આરોગો અંબાજી મોરી માય, જેમ જન તારા સુખીયા થાય મા.
દ્રાક્ષ ચારોળી બદામ અખરોડ, પસ્તાં લીંબુને ફ્રરસાં બોર મા.
સિંગોડા સાકર શેલડી, ખડબુચાં આંબા કાકડી મા.
મગના લાડુને ઘેબર સાર, પેંડા ઘારીને દુધપાક મા.
ખારાં તીખાંને તમતમાં, આદુ લિંબુને માંહી કરમદ ઘણા મા.
શ્રીફળ આઈજી લેજોરે ભોગ, અનેક અનેકના સર્વ સંજોગ મા.
ખીર ખાંડ ઘૃત પોળી સાર, આરોગો અંબાજી કંસાર મા.
લેંચી લાપસીને ચુરમા, વડાં વેઢમીને સાકજ ઘણાં મા.
દાળ સાક વ્રત પુરણ કરી, આરોગો અંબાજી મન ધરી મા.
કેસર કર્મજ ભર્યાં ભરપુર, જીરાં રસ માજી જમીએ કુર મા.
દુધ કડયાં લેઈ આગળ ધર્યાં, ઘુંટ ભરીને માયે આચમન કર્યાં મા.
આરોગીને ઉઠયાં મોરી માય, જુઠ રહ્યાં તે જન માગી માગી ખાય મા.
સિંહાસન ઉપર સુંદરી, બેઠા માત સકળ પરવરી મા.

બહેકે બરાસે બીડી કરી, આનંદે અંબા માય મુખમાં ધરા મા.
એક એક આગળ ઢોળેરે વાય, એના આગળ નૃત્ય થાય મા.
વાગે પંચ શબ્દ નિશાન, ભરે ભુંગળ વાગે પરિમાણ મા.
સકળ મનોરથ પુરો મોરી માય, બેઉ કરજોડીને વલ્લભ ગાય મા.

## આરતી.

જે આદ્ય શક્તિ મા, જે આદ્ય શક્તિ, અંખડ બ્રહ્માંડ નિપાવ્યા; (૨)
પડવે પંડે થયા. જયો જયો મા જગદંબે. ૧
દ્વિતિયા બે સ્વરૂપ, શિવ શક્તિ જાણુ...મા; (૨)
બ્રહ્મા ગણપતિ ગાયે, (૨) હર ગાયે હરી મા. જયો૦ ૨
તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠા...મા; (૨)
ત્રિપુર થકી તરવેણી (૨) તું તરવેણી મા. જયો૦ ૩
ચોથે ચતુરા મહા લક્ષ્મીજી, સચરાચર વાપ્યા...મા; (૨)
ચાર ભુજ ચો દીસા, (૨) પ્રગટયાં દક્ષિણ મા. જયો૦ ૪
પંચમી પંચ ઋષિ, પંચમ ગુણ પદમા...મા; (૨)
પંચ સહસ્ર ત્યાં સોહીએ, (૨) પંચે તત્વે મા. જયો૦ ૫
ષષ્ટી તું નારાયણી, મહિષાસુર માર્યો...મા; (૨)
નર નારીને રૂપે, (૨) વ્યાપ્યાં સઘળે મા. જયો૦ ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવીત્રી સંધ્યા...મા; (૨)
ગૌ ગંગા ગાયત્રી, (૨) ગવરી ગીતા મા. જયો૦ ૭

અષ્ટમી અષ્ટ ભુજા, નંદા આનંદા...મા; (૨)
સુરીનર મુનીવર જનમ્યા, (૨) દેવ દૈત્યો મા. જયો૦ ૮

નવમી નવ કુળ નાગ, સેવે નવ દુરગા...મા; (૨)
નવરાત્રીનાં પુજન, શિવરાત્રીના અરચન,
કીધાં છે બ્રહ્મા. જયો૦ ૯

દસમી દસ અવતાર, જય વિજીયા દસમી...મા; (૨)
રામે રામ રમાડયાં, (૨) રાવણ રોળ્યો મા. જયો૦ ૧૦

એકાદશી અગીયારસ, કાત્યાયની કામા...મા; (૨)
કામ દુર્ગા કાળીકા, (૨) શામા ને રામા. જયો૦ ૧૧

બારસે બાળા રૂપ, બહુચરી અંબા...મા; (૨)
બટુક ભૈરવ સોહીએ, કાળ ભૈરવ સોહીએ,
તારાં છે એ મા. જયો૦ ૧૨

તેરસે તુળજા રૂપ, તું તારૂણી માતા...મા; (૨)
બ્રહ્મા વિષ્ણુ સદા શિવ, (૨) ગુણ તારા ગાતા. જયો૦ ૧૩

ચૌદસે ચૌદે રૂપ, ચંડી ચામુંડા...મા; (૨)
ભાવ ભક્તિ કાંઈ આપો, પોતાનો કરી સ્થાપો;
સિંહ વાહનની માતા. જયો૦ ૧૪

પુનમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા...મા; (૨)
મારકંડ મુનિએ વખાણ્યો, વસિષ્ટ દેવે વખાણ્યો,
ગાઇ શુભ કવિતા. જયો૦ ૧૫

સંવત સત્તાવન, સૌ તિથિ ગાયે...મા; (૨)
સંવત સોળે પ્રગટયાં, (૨) રેવાની તીરે. જયો૦ ૧૬
ત્રંબાવટી નગરી આઈ રૂપાવતી નગરીમાં, સ્થંભાવી નગરી;
સોળ સહસ્ર ત્યાં સોહીએ, (૨) ક્ષમા કરો ગવરી. જયો૦ ૧૭
શિવ શક્તિની આરતી જે કોઈ ગાસે મા, જે ભાવે ગાસે,
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપતિ થાશે. જયો૦ ૧૮
મોતીએ વધાવી માત, આરતી હું ગાવું...મા; (૨)
હરનીશ આરતી કરતા, (૨) મનમાં હરખાવું. જયો૦ ૧૯



## આરતી.

જય સુખ કર મુર્તિ, શિવ જય સુખ કર મુર્તિ;
ગણુપતિ શિવ હરી ભાસ્કર, (૨) અંબા મા સુખ કરતી.
જયદેવ મહાદેવ૦ ૧

જય હરી હરા શિવ, જય હરી હરા; (૨)
ગંગાધર ગીરજાધર, (૨) ઈશ્વિર ૐમકારા.
જયદેવ મહાદેવ૦ ૨

નંદી વાહન ખગ વાહન, શિવ ચક્ર ત્રિસુલધારી; (૨)
ત્રિપુરારી મોરારિ, (૨) કર કમલાધારી.
જયદેવ મહાદેવ૦ ૩

વાઘંબર પીતાંબર, શિવ સ્વામે પહેર્યાં; (૨)
કમળ નયન કેસવને, (૨) શિવને ત્રિનયનાં.

જયદેવ મહાદેવ૦ ૪

મોહન ને મહાદેવ, જો સુંદીર ગાશો; (૨)
હરીહરના ગુણ ગાતાં, (૨) હરી ચરણે જાશો.

જયદેવ મહાદેવ૦ ૫

એ બે એક સ્વરૂપ, અંતર નવ ગણશો; (૨)
ભોળા ભુધરને ભજતાં, (૨) ભવસાગર તરશો.

જયદેવ મહાદેવ૦ ૬

લક્ષ્મીવર ઉમીયાવર, શંકર સામળીયા; (૨)
હરીહર નટવર સ્વામી, (૨) એકાંતે મળીયા.

જયદેવ મહાદેવ૦ ૭

વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાસે; (૨)
હરી કાળા હરગોળા, (૨) એ બે અવિનાશી.

જયદેવ મહાદેવ૦ ૮

મણી ભુષણ મહાદેવ, ગંગા શિવ સ્વામે; (૨)
રામે રૂદીએ રાખ્યા, (૨) ઉમીયા અર્ધાંગે.

જયદેવ મહાદેવ૦ ૯

મળી મુક્તા મોહનને, શિવને રૂંઢમાળા; (૨)
કૌસ્તુભ મણી કેશવને, (૨) શિવને હળાહળ
જયદેવ મહાદેવ૦ ૧૦

હરીહરાની આરતી, જે કોઈ ગાશે; (૨)
ભણે શિવાનંદ સ્વામી, (૨) સુખ સંપત્તિ થાશે.
જયદેવ મહાદેવ૦ ૧૧



## અંબા અષ્ટક.

પ્રથમ સરસ્વતિ માતને પાયે લાગું,
વળીને વળી હું રસીક વાણી માગું;
ભવો ભવ ભવાની કરૂં સ્તુતિ તારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૧

આઈતું સકળ વિશ્વની મુળ માયા,
હરિહર વિરંચી ત્રિગુણાત્મ જાયા;
રચ્યો સર્વ સંસાર તેં સુખકારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૨

તારી કિર્તિ કહેવા મને આશ પુરી,
આઈ દાસ થાપો તે વાણી મધુરી;

વદનમાં વસો બ્રહ્મ કન્યા કુમારી.
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૩

મારે માતતું તાતતું ભ્રાત ભગની,
સહોદર પરિવાર તું મુજ વગની;
તારે સર્ણ છું હુંય ત્રિસુળ ધારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૪

નથી જાણતો ધર્મ ખટ કર્મ સેવા,
નથી જાણતો જપતપ દાન દેવા;
તારા નામનો છે ભરૂસોજ ભારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૫

નથી જાણતો જ્ઞાનની વાત સાચી,
રહયો તે થકી મોહ માયાને રાચી;
કરો જ્ઞાનવંતો કુબુદ્ધિ નિવારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૬

નથી જાણતો વેદ કે મંત્ર વિદ્યા,
સકળ શાસ્ત્રાનું સારતું સર્વ સિધા;
મને ભક્ત જાણી મેલો ભવતારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૭

મહામંદ મતિ હીન છું હું ભવાની,
તમારી કરી વાત સર્વે થવાની;

કોને જઈ ભજું તું વિના માત મારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૮

પડી પીંડને પેટની પીડ મોટી,
તેણે જ્ઞાનની વાત કીધી છે ખોટી;
મારાં દુઃખ દારિદ્ર નાંખો વિદારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૯

હું તો દીન દુર્બળ થઈ શર્ણ આવ્યો,
ભવાની વળી ભક્ત તારો કહેવાયો;
તેની લાજ છે તુને સારી નઠારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૧૦

સેવક તારાની વિનંતી મન આણી,
મને દાસના દાસનો દાસ જાણી;
ધરી દૃષ્ટિ મીઠી મને રાખ ઠારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૧૧

ભણે સાંભળે વિનંતી ભાવ આણી,
તેને દાસ થાપે અંબા દીન જાણી;
મહા પાપના તાપથી લે ઉગારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૧૨



# અજબ જમાનો.



## રાગ ગઝલનો.

આ જમાના અંધ કેવા, કોને તે દરકાર છે.
સ્વાર્થના સૌ સોખ માંહી, કોને તે દરકાર છે.
છુટે ન એકે પાઇ બાપુ, ધર્મની ભીક્ષા માંહી.
બાદશાહી બીલ થાયે, શોખના ખર્ચો માંહી.
વ્યર્થ ખર્ચો થાય છે, ને ચોર લુટી જાય છે.
આગ લાગે તો પછી, તો જીવડો મુઝાય છે.
તે સમે કો આંખ ચોળી, હે પ્રભુ હું શું કરૂં.
સમય આવે સીર પરે, ત્યારે પ્રભુ હું શું કરૂં.
માટે વીરલા જાગજો, ને ચેતજો સહુ સેજથી.
ભુખે ભીક્ષુક છે બીચારા, ન ડરો તે કાજથી.
નાટક સીનેમા સ્થાનમાં, રીઝવર્ડ ટીકીટો લેવાય છે.
સીગર અને જીનતાનમાં, પૈસા તમારા જાય છે.
ધર્મની જ્યાં વાત થાતી, તો પછી ચેષ્ટા કરે.
મર્યાદા લોપે માનવી, એ શ્વાન સમ ઉદર ભરે.
જય જય હે પરમ કૃપાળું, નમીને પાયે લાગું છું.
રક્ષણ કરો ને હે કૃપાળી, અંબાને પાયે લાગું છું.



# જાહેર ખબર.



આ જગદંબા ગરબાવળી દરશાલે માતાજીના સંઘમાં જનાર દેવીના ભાવિક ભક્તાને અમુલ્ય ભેટ" તરીકે મફત આપવામાં આવશે તો બહાર ગામના સદ્‌ગૃહસ્થોએ પોતાના ચોકસ સરનામાથી અરધા આનાની ટીકીટ બીડી નીચેના સરનામાથી મંગાવી લેવા મહેરબાની કરવી.

સરનામું.

**શા. રતનલાલ મોતીલાલ.**

ધોળી કોઈ—પેટલાદ.

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમા ઈશ્વરલાલ કેશવલાલ
અને માણેકલાલ માધવજીએ છાપ્યું.
ઢીકવા ચોકી—અમદાવાદ.